થો રીતે નહીં કહીએ સાચી;
ચતુર લેજો ચીતમાં વિચારી. બહેનો. ૮
જાણો તમે આળસ ખંભ છોડી,
થઈ તેથી લાજ નહીં થોડી;
કહે ભોપત બેહુ કરજોડી. બહેનો. ૯



## ગોરચો વિષે ગરબી. ૩

જાવ જાવ સખી એક કાગળ લખીએ હરીનેરે, એ રાગ.

અમદાવાદ નામે આજ, શેહેર છે સારૂં રે;
રાજ કંપની કેરૂં રાજ, પ્રજાને પ્યારૂં રે. ૧
ચોટા વચે માણેક ચોક, શોભા સારી રે;
વસે લક્ષાપતી બહુ લોક, વડા વેહેપારી રે. ૨
નદી સાબરમતી વહે નીર, શેહેર સમી પેર;
દેવતાઓના તેને તીર, દેવળ દીપે રે. ૩
એવી જુગતીઓ જોતા આનંદ, મન લાગે મીઠું રે;
પણ અચરત મોટું એક, દ્રષ્ટીએ દીઠું રે. ૪
તીથી તેરસ પેહેલ પક્ષ, અસાડી આવે રે;
ત્યારે ગોરચ પૂજાનો લક્ષ, છોકરીઓ લાવે રે. ૫
પાંચ દીન લગી એક અંન, મોળું જમેછે રે;
મોહોટા હરખ ધરીને મન, રોજ રમેછે રે. ૬
પુજે લાવી જવેરા એ, ગોર રીઝાવે રે;
જાય રીતે મળી બહુ પેર, નદીએ નાહવા રે. ૭

અન્યો અન્ય કરે ઉત્પાત, નઠારૂં ખરૂંછે રે;
કોઈ ગોરખ પુજાની વાત, ખોટી જુઠી છે રે. ૮
જેવી હોય હોળીની પેર, એવી બાળીએ રે;
આવે ભડવાની ખુશીઓ પેર, ફુલે ત્યાં હોંશે રે. ૯
તેના માત પીતા ને ભ્રાત, પુરા હુયે પાજીરે;
જ્યારે સાંભળતા હુએ વાત, થતાં હુયે રાજીરે. ૧૦
કોઈ સાહેબ એવી વાત, દેખે એ રીતેરે;
તેના માત પીતાની જાત્ય, સુણેછે પ્રીતેરે. ૧૧
ત્યારે કેવી વધે છે લાજ, મળે સાખાથીરે;
એવા નીરલજ થોડા આજ, ધીઠેરના વારીરે. ૧૨
કરૂં વીનતી સમાચાર પત્ર, શ્રવણ ધરજોરે;
તેનાં નામ લખી સરવત્ર, જાહેર કરજોરે. ૧૩
પછી નીંદ્યાના લખજો શ્લોક, દેખાડજો નિતિરે;
તેથી લાજ પામે એ લોક, તજે તે રીતિરે. ૧૪
હવે કહું છું જોડીને હાથ, બીવેકીને ભમનારે;
એવી નિર્લજ છોડીયો સાથ, ન જાવું રમવારે. ૧૫
જેને ગોરખ પુજાનું નામ, કામ એ કરવુંરે;
ખોટું પાપ કરે એ કામ, છાનમાં ડરવુંરે. ૧૬
ઘરા મોમે હરખ મન માંહી, વરત જીન જોઈરે;
પણ કુટ્યા રોવાનું કાંઈ, ન કરવું તેઈરે. ૧૭
છોટાપણામાં પડે જે ટેવ, કને નહી ટાળીરે;
માટે નિત શીખો તતખેવ, ભાભી સંભાળીરે. ૧૮

કદી કુથીએ નહીં કોઈ કામ, ચાહેલી જુઠીરે;
લેજે પરમેશ્વરનું નામ, પ્રભાતે ઉઠીરે. ૧૯
પછી માત પીતાની શીખ, કોડે કીજેરે;
નથી દલપતરામનો ભેદ, દીલમાં લીજેરે. ૨૦



## સુંદરબાઈને સાસરે જતાં શિખામણની ગરબી. ૪

“અમચકો મચકો કારેલી” એ રાગની.

સુંદરબાઈ આવ્યાં સાસરિયે;
મા બાપ શીખામણ આપે બહેન, લાજ વધારજો લાએણી.
નીચા કુળની નીરલજ નારી;
ભરથારનું વેણ ઉથાપે બહેન. લાજ૦ ૧
સાસુજી કહે તે સાંભળજો;
કોઈથી વઢવાડ ન કરશો બહેન. લાજ૦ ૨
સાંખી રહેજો ખાસ્યું સહુનું;
અભીમાન અંતર ન ધરશો બહેન. લાજ૦ ૩
ઘરમાં બેઠા ધંધા કરીએ;
પર ઘેર જાવું નવ જઈએ બહેન. લાજ૦ ૪
લખવાં ભણવાં બહુ છે સારાં;
તમને આવ્યું શું કહીએ બહેન. લાજ૦ ૫
ભલા બેઠા તો નવ રહીએ;
મટકા મટકો નવ કરીએ બહેન. લાજ૦ ૬
કોઈ વાત કરે વાંસે કોઈ;

એવું ન કદી આચરીએ બહેન. બાળ૦ ૭
જે સપુત છે સારી છોડી;
મા બાપની લાજ વધારે બહેન. બાળ૦ ૮
ભક્તિ લોક તણું સારું કરશે;
સ્ત્રીજાતિને એમ સુધારો બહેન. બાળ૦ ૯
જે સંપ સગાથી તોડે છે;
તે કોઈ વખત હાથ ઘસે છે બહેન. બાળ૦ ૧૦
જે સઉનું સારૂં ઇચ્છે છે;
તેના દિલમાં દેવ વસે છે બહેન. બાળ૦ ૧૧



### સજનીને શિખામણની ગરબી. ૫

“દ્રોહ ન કરીએજીરે” એ રાગની.

સાંભળ બહેન શિખામણ સારી, તે છે સાતર તારીજીરે.
સુખ સંપતિ સત કીર્ત્તિ લહીશ, માનીશ વાત અમારી.
સુણજો સજનીજીરે. ૧
સજ સવળાથી પેહેલાં જાગો, પ્રીત સહીત પ્રભાતેજીરે;
આળસને તઃ મેલો અળગી, વળગી ન રહો વાતે. સુ૦ ૨
પ્રારથના પરમેશ્વરની કરી, ઘર ધંધામાં ધરીએજીરે;
જ્યાં સુધી ચે ઉપદેશ ઉલટો, ત્યાં નહીં વાસો વશિયે. સુ૦ ૩
જે નારી વઢકારી નઠારી, લડશે લાજ વિસારીજીરે;
તો તેનાથી તુરતજ પાછાં, હઠિએ હિમત હારી. સુ૦ ૪
લટક મટકના સંગળ ચાલે, ચોટામાં નહીં ચાલોજીરે;

સદ આભરણ વિના સુવરણનો, કાઢ ન કરિયે કાસો. સુ૦ ૫
પાણી પેહેલી પાળબો બધિયે, ભણિયે ગણિયે ભાવેજીરે;
ખુબ કરજની ખાણ ન ખણિયે, જે થકી નિંદ્રા નાવે. સુ૦ ૬
આવકનો અડસટો જોઇને, જાવક કરીએ જાણીજીરે;
આવકથી અરધુ ખરચે, ઘર આવાની નીશાની. સુ૦ ૭
દિલમાં થઇ મગરૂર ન ડોલે, માલ ન મારે ખળમાંજીરે;
માન ઘટે અભીમાન ધર્યાથી, ઘટે પ્રતિષ્ટા પળમાં. સુ૦ ૮
નમ્રપણામાં અમ્રત સરખો, સ્વાદ વસે છે સારોજીરે;
મગરૂરીમાં રસ નથી મીઠો, ખાટો તીખો ખારો. સુ૦ ૯
હરખ હમેશ હૈયામાં ધરિયે, કદીએ કજેશ ન કરીએજીરે;
માણસનું જીવતર છે થોડું, જડે ન નાણે જરીએ. સુ૦ ૧૦
સુધરેલી સુંદરીઓ સાથે, નામ ગણાય જેનુંજીરે;
દલપતરામ કહે દુનિયામાં, ધનધન જીવતર તેનું. સુ૦ ૧૧



## ઘેલી મુસાફરની ગરબી. ૬

"સાગી સાંજના ચોર છપાયારે લઇ ભામણિયા" એ રાગની.

એક હતી મુસાફર ઘેલીરે, સુણો સાહેલિયો;
તેની આગળ એક તપેલીરે, સુણો સાહેલિયો. ૧
બાઇ રાતની રાખી બેઠીરે, સુણો સાહેલિયો;
ઉઠી પરભાતે માંજવા બેઠીરે, સુણો સાહેલિયો. ૨
ઘણી રીતે ઘશી ઘશી થાકીરે, સુણો સાહેલિયો;
બહુ ડાઘા રહ્યા તોય બાકીરે, સુણો સાહેલિયો. ૩

પુરી ગીસ તપેલી ઉપાડીરે, સુણો સાહેલિયો;
સામી ભીંતની સાથે પછાડીરે, સુણો સાહેલિયો. ૪
લેઈ પથરા તપેલાને કુટીરે, સુણો સાહેલિયો;
પડ્યાં કાણાં તપેલીતો ફુટીરે, સુણો સાહેલિયો. ૫
થયા બપોર ભુખતો લાગીરે, સુણો સાહેલિયો;
પછી વાસણ માગવા લાગીરે, સુણો સાહેલિયો. ૬
એને વાસણ આપે ન કોઈરે, સુણો સાહેલિયો;
પછી રાગ તાણી ઘણી રોઈરે, સુણો સાહેલિયો. ૭
તોય થઈ ન તપેલીતો સાજીરે, સુણો સાહેલિયો;
હસે લોક ને તે મરે લાજીરે, સુણો સાહેલિયો. ૮
જેથી સ્વારથ આપણો સરિયેરે, સુણો સાહેલિયો;
તેના ઉપર ક્રોધ ન કરીએરે, સુણો સાહેલિયો. ૯
લાત દુઝતી ગાયની ખમીએરે, સુણો સાહેલિયો;
તેને તજીએતો દુખ ચાં જમીએરે, સુણો સાહેલિયો. ૧૦
કોઈની સાથે ટુંકારે લડિયેરે, સુણો સાહેલિયો;
એમાં આપણે હલકાં પડીએરે, સુણો સાહેલિયો. ૧૧
સાંખી રાખે તે માણસ મોટુંરે, સુણો સાહેલિયો;
હવે સાચું માનો નથી ખોટુંરે, સુણો સાહેલિયો. ૧૨



## ફુલણજીની ગરબી. ૭

"વાલા તમારી જોઈને રઢીકું વાટરે વાલાજી"

ફુલણજી તમે ફુલાવ્યા કેમ ફુલ્યારે ફુલણજી,

આ ઉપજ ખામનો અડસઠો કેમ ભુલ્યા મારા ફુલણજી. ૧
કાજ કરીને વરા ભલા તમે કીધારે ફુલણજી;
આ ગરથ પરાયા ખરચીને જસ લીધા મારા ફુલણજી. ૨
ઘર વેચીને ઘી સાકરતો લીધાં મારા ફુલણજી;
આ જમણ સરસ સામોવડીયાથી કીધાં મારા ફુલણજી. ૩
પીતાંબર પેહેરી પંગતમા ફરીયા.રે ફુલણજી;
આ મનમાં ફુલ્યા ફરી મુછે કર ધરિયા મારા ફુલણજી. ૪
વળતો દીવસ પચો કે માગે નાણાંરે ફુલણજી;
આ નાણાંનો કાંઈ ન મળે ઠેકાણું મારા ફુલણજી. ૫
ફુલણજી ઉપર અરજી થઈ ત્યાંહાથીરે ફુલણજી;
આ જપત થઈ મીલકત કાહાડી ઘરમાંથી મારા ફુલણજી. ૬
આ ફુલણજી તમને તેણે ફુલાવ્યારે ફુલણજી;
આ તેતો કાંઈ મદદ કરવા ન આવ્યા મારા ફુલણજી. ૭
ફુલણજીતો કુવો શોધવા ચાલ્યારે ફુલણજી;
આ ગરથ વિના તે અફીણ ન કોઈએ આલ્યા મારા ફુલણજી. ૮
જમતી વખત વખાણ ભલાં તે કરતારે ફુલણજી;
આ એ સઉ હાસ્ય કરે નીંદા આચરતાં મારા ફુલણજી. ૯
આ અવસરતો અધીક વખાણ ચડાવ્યારે ફુલણજી;
પણ આ અવસરતો બેવકુફ બનાવ્યા મારા ફુલણજી. ૧૦
પેહેરયાં પટકુળ ને બાંધ્યા અંબરવારે ફુલણજી;
આ ઘર બાળીને ચાલ્યા તીરથ કરવા મારા ફુલણજી. ૧૧
ફુલણજીની શોક રૂવે મોટા વાળીરે ફુલણજી;

આ ફુલણજી શિખામણ દેજો ટાળી મારા ફુલણજી. ૧૨
બાળાને નરસી શિખામણ દેશેરે ફુલણજી;
તે નીશાસાનું પાપ ઘણું શીર લેશે મારા ફુલણજી. ૧૩
દીલમાં દલપતની શિખામણ ધરજોરે ફુલણજી;
તો કરજ કરીને નાત વરો નવ કરજો મારા ફુલણજી. ૧૪



## શિ. રેશો ગરબી. ૮

શિયળતણો મહીમા બહુ મોટો, ઓટો નથી ખરોજીરે;
વેદ પુરાણ કુરાન કીતાબે, અધિક અધિક ઉચર્યો છે સું-
ણજો સજનોજીરે. ૧
શિયળ વિના સદગુણ સઘળાથી, નરી નહી શોભાવેજીરે;
પામડી પેહેરી પામરી ઓઢી, ન શોભે નાગો બાવો. સું૦ ૨
હાંડી ઝુમરૂંખ તકતા માંડી, શોભાવ્યું ઘર સારૂંજીરે;
દીવા વીના અંધારા ઘરમાં, સૌ દેખે અંધારૂં. સું૦ ૩
સરવે અંગે સાજુ તાજુ, નાવ નવીન બનાવ્યુંજીરે;
પણ તેમા એક છીદ્ર પડ્યું તો, તરી ન તેડે આવ્યું. સું૦ ૪
પરમેશ્વરનું બાહાનું પકડે, શિયળ ન પાળે સાચુંજીરે;
દવાય પીએ ને કરી ન પાળે, તો જીવ્યાનું કાચું. સું૦ ૫
પુન્ય દાન કે પ્રાર્થનાથી ભારી પાપ નહી જાયેજીરે;
લાગ શીપારશ લેશ ન ચાલે, પરમેશ્વની પાસે. સું૦ ૬
જો બાળપણથી ડાહાપણમાં, આપણ ખોટું ભળશેજીરે;
બુઢાપણ આપણને આવે, તોપણ તે નહી ટળશે. સું૦ ૭

શીયળ થકી સંપુરણ થાશે, પરમેશ્વરની પ્રીતીજીરે;
દલપતરામ કહે દુનિયામાં, સુખદાયક શુભ નીતી. સું૦ ૮



## સ્ત્રીને ભણવા વિશે ગરબી. ૯

તમે ભણો ભલી ભાત બાઈ હિંદુવાણી.
રહો સુખી દીન રાત બાઈ હિંદુવાણી.
નથી દુષ્ટ બુધ્ધી થાય બાઈ હિંદુવાણી.
સ્થીર સાચી બુધ્ધી થાય બાઈ હિંદુવાણી.
રાખો સંપ સભા માંહ બાઈ હિંદુવાણી.
નહી કળેશ કરો કાંઈ બાઈ હિંદુવાણી.
સુખ સંપમાં સદાય બાઈ હિંદુવાણી.
ગુણવંત એમ ગાય બાઈ હિંદુવાણી.
શીખો સારાં કામ કાજ બાઈ હિંદુવાણી.
વધે લોક માંહી લાજ બાઈ હિંદુવાણી.
તજી પીયરમાં પ્રીતી બાઈ હિંદુવાણી.
રહો સાસરે શુ રીતી બાઈ હિંદુવાણી.
કોઈ કરે સારો બોધ બાઈ હિંદુવાણી.
સુણી કીજીએ ન ક્રોધ બાઈ હિંદુવાણી.
જાણે અકળ અભેવ બાઈ હિંદુવાણી.
દલપત કેરા દેવ બાઈ હિંદુવાણી.

-~~-

## સાત વારનાં વખાણ. ૧૦

ભજીએ ભાવે ભગવાનને,
તજીએ તુચ્છ સંશાય;
સજીએ સામગ્રી સ્વર્ગની,
કુજીએ આપણ જો હાય. ભજીએ ભાવે ભગવાનને. ૧

આદિત ઉગ્યો આકાશમાં,
કોઇ જન કેહેશે આફૂ તારૂ;
જુહો જરૂર ન જાણીએ,
મતલબ સુરજ સારૂ. ભજીએ ભાવે ભગવાનને. ૨

સોમ સરીખા શીતળ બને,
ઘામ ધખંતા જે હોય;
સમજણ પામે જો શાસ્ત્રની,
ક્રોધ ન પામે દીન કોઇ. ભજીએ ભાવે ભગવાનને. ૩

મંગળ ચાહે સઉ મનુષ્યનું,
આપણું મંગળ થાય;
નરસે નરશું ફળ પામીએ,
એવું સમજીએ સદાય. ભજીએ ભાવે ભગવાનને. ૪

બુધજન બુદ્ધી અતી શુધથી,
કરી શુભ રીતી વિચાર;
પ્રીતી રાખે પરીક્ષામાં,
જે છે જગનો કરતાર. ભજીએ ભાવે ભગવાનને. ૫

ગરૂજન ... ગુણ આપતાં,

જારીએ કરીએ નહીં શોક;
ધરીએ વિદ્યા નિત નિત નવી,
ફરીએ ફરીએ નહીં ફોક. ભજીએ ભાવે ભગવાનને. ૬
શું કરવા લડીએ લોકથી,
ચડીએ પાધરી વાટ;
ચડીએ દીવસે ન એળીએ,
પડીએ વિદ્યાના પાટ. ભજીએ ભાવે ભગવાનને. ૭
શનિશ્ચર પૈએ હરી સ્મરણમાં,
તેવી રાખીએ ટેવ;
કઠણ સમે આવે કામમાં,
દલપતરામનો દેવ ભજીએ ભાવે ભગવાનને. ૮



ભુંડી ભારજા વિશે ગરબી. ૧૧

ભાઈયો જેની ભારજા ભુંડી રે, તેને પીડ અંતર ઊંડી. એ રાગ.
લાજ તજીને લડાઈ કરે નિત, ભાળવા લોક ભરાય;
સારા મનુષના ઘરનું વગોણું, જોણું જગતને થાય. ભા૦ ૧
જેમ બીલાડી ઊંદરને જુવે, એમ નાથ સામા કરીને નેણ;
પગ થકી પ્રગટે માથા લગી, એવાં વાંકા કાઢે વેણ. ભા૦ ૨
ચાર ઘડી પેઠ ચઢે ટળે ત્યારે, સુખ બંનેને થાય;
ઘડીએ આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સુકાય. ભા૦ ૩
પોહોર ચડે દિન પોહોડીને ઉઠે, ચાંપે લડાઈના ચાળ;
જો લડનાર કોઈ ન જડે તો, પકાવે પોતાનાં બાળ. ભા૦ ૪
સ્નેહ કરી કદી સ્વામી સંગાથે, બેસી ન ભાવે વાત;

ધુમાડાની પેઠે ધુંધવાતી રહે, રોસ ભરી દીન રાત. ભા૦ ૫
પેઉ થકીતો ઘણીજ પોતામાં, સમજાણ જાણે સદાય;
દૈવે થાકે તો મનુષના મુખની, શિખામણે શું થાય. ભા૦ ૬
પંડિત શાસ્ત્ર ભણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખીના મોહોડાના, તેજ ટુંકારા ખાય. ભા૦ ૭
જેને બીતી હોય તે નર જાણે, આણે બીજા અહંકાર;
ડાહાપણનો ધનવંત કહે કોઈ, ગરવ ન કરશો લગાર. ભા૦ ૮



## દુષ્ટ નર વિશે ગરબી. ૧૨

કહું નર દુષ્ટની કાણી રે, સુણો સઉ સ્નેહજ આણી. એ રાગ.
મોડું વેહેલું કામ સુધરે કે બગડે, એ માણસ માત્રની રીત;
પોતે કરયું તેતો પાધરૂં જાણે, નારીને મારે નીત. કહું૦ ૧
સાસુ નણંદ દેરાણી જેઠાણીના, સાચા જુઠા સુણી બોલ;
વાંક વિન વનીતાને તજેતો, તે નરખરને તોલ. કહું૦ ૨
કાગડો પેરૂં ધુડ ફરે જેમ, ગોરી સદા ધબકાય;
ઘરનાં કરે સઉ દેવ ધણેરો, તેથી જુદા નહી થાય. કહું૦ ૩
સાસરીઆની સાથે લઢી કાઢે, રાંડ ઉપર તે રીસ;
સારા માણસની શીક્ષા ન માને,જેને રૂઠ્યા જગદીશ. કહું૦ ૪
ભાનનીનું અપમાન કરે નીત, આપ નઠારી ગાળ;
તુચ્છ ગણે તીરસ્કાર કરેતો, તે નરનું મોહો બાળ. કહું૦ ૫
સમજુનો ઠીક તુરત ટળે કોઈ, ઘરકું આવી કહે ઘેર;
ઊંધું કહે કે આડું જાવે તેનો, પાર આવે શી પેર. કહું૦ ૬

પોતે તો ખાય પીએ ઘણું સારૂં, ને વસ્ત્ર ધરે શુભ રીત;
નારીને આપે નિત્યે નઠરૂં, કહો કેમ પ્રગટે પ્રીત. કહુ૦ ૭
સ્વામી સાભળતે વાંક વિના આની, કામનીને લટે કોય;
સારી રીતે સમાધાન કરે નહીં, ભીનડા જેવો હોય. કહુ૦ ૮
પીયરીયાં પટકુળ ન પુરે તો, સ્વામી કરે સંતાપ;
કહે ધનવંત એ કંથ સ્વરૂપે, પેલા જનમનું પાપ. કહુ૦ ૯



## દેશીયોને ઊધમ કરવાની ગરબી. ૧૩

કોઈ કાજ કરો,રાજ નવલ આવ્યું છે કુંનર નરેશનું. એ રાગ.

પૃથ્વી ગઈ પરદેશી હાથે,
એ મોટી ભુલ તમો માથે;
તમે સંપ ન રાખ્યો કોઈ સાથે,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૧
આ વખત જુઓ તમે વીચારી,
નીરધન થઈ બેઠાં નર નારી;
કાંઈ ખુબ મળ્યા ધંધા ધારી,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૨
તમે ઊંઘવી સુવું દુર ધરો,
દીલ ખોલી ખુબ વિચાર કરો;
હવે જાગ્રત થઈ કાંઈ જુગતી કરો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૩
તમે સગાં કુટુંબમાં સંપ કરો,

વળી દેવાદાર પતેજ કરો,
તમે નિત્ય ઘટાડો નાત વરો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૪
ધન મળતે તુરત ગરવ છાંડો,
તમે મોટાં કારજ નવ માંડો;
તમે પરણ્યા પેહેલાં શીદ રાંડો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૫
વિદ્યાનો સ્વાદ સદા ચાખો,
મન ઉદ્યમમાં અહોનીશ રાખો;
શીદ ભાગ્ય લખ્યું થાશે ભાખો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૬
પડતર જમીન તે ખેડાવો,
ઉમદી જો ત્રણ વખત વાવો;
નિર ઉદ્યમી ઉદ્યમમાં લાવો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૭
અદાલત અરજી અળસાવો,
લુચ્ચાઓને લાંચ ન સુંપાવો;
નાતીલા પાસ કહો દાવો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૮
પરદેશી હુનર પ્રગટ કરો,
સંચાને જંત્રો શીદ કરો;
દલપતની વિનતી ચિત ધરો,

દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૯



## મુવા પછવાડે ન રોવા વિશે ગરબી. ૧૪

રાગ ધોળ.

વાહાલાંની વાંસે રાગ તાણી નવ રોવું,
નથી તેને જંપ ન ઉપજે; જીવમાં સમજી જોવુંરે. વાલા. ૧
ગોવી હરીએ કહ્યું ગરૂડને, કુટે રડે જે કોઈ;
મરનારાને માહા દુઃખ ઉપજે,ધરે નીસાસા રોઈ. વાલા. ૨
લીંટ લાળ ને આંસુ ઝરે, તે જમચર પાયે પરાણે;
રૈરવ માહા રૈરવનાં દુખથી,એ દુખ અદકુ જાણે. વાલા. ૩
કોઈ છાતી કુટે શીર કુટે, ચુંટે કેશજ હાથે;
એ સઘળી પરી પુર્ણ પીડા, મરનારાને માથે. વાલા. ૪
લોક વખાણે કે ન વખાણે, તે સહુ સાંખી રહીએ;
જો હૈયામાં હેત વધેતો, દુખ તેને શીદ દઈયે. વાલા. ૫
શત્રુના સમપુરાણ હોય તો, રડો કુટો ન વીચારો;
જીવતાં વેર વળી ન શકે તો,મરતાને વળી મારો. વાલા. ૬
કુટ્યા પછી જો કાંઈ દેખાતો, કુટો લેઈને પાણો;
શા માટે તમે કુટી શરીરમાં,રોગ ઉપાધી આણો. વાલા. ૭
એવી શોભા મેલો અળગી, વળગી રહો આં વેહેમે.
નથી સુખ ઉપજે એ જીવને,પુન્ય કરો કાંઈ પ્રેમેરે. વાલા. ૮
શોધી પાણ તેને નથી જોશે, ઓશો આંખ તમારી;
દલપતરામ કહે દીન શોખી, માનો શીક્ષા મારી વાલા. ૯

## શિયળનું ધોળ. ૧૫

શિયળ એટલે (વ્યભીચાર અથવા છીનાળું ન કરવા વિષે.)

બહુચર ભલે આવીયાં. એ રાગનું.

સુણો સમજુ સકળ નર નારીયો;
મોટા શિયળ તણો મહીમાય. શિયળ પાળો સ્નેહથી.
જે કોઈ શિયળ સારી રીતે સાચવે;
સરવે સફળ મનોરથ થાય. શિયળ પા૦ ૧
સોના રૂપાની શોભા ન સમજીએ;
શોભા સરસ શિયળ શણગાર. શિયળ પા૦ ૨
જેવાં નકટાને ભુશણ નાંખીયાં;
એવાં શિયળ વિના નર નાર. શિયળ પા૦ ૩
વધે લાજ અધિક ઠીક લોકમાં;
પરલોકમાં મુક્તિ પમાય. શિયળ પા૦ ૪
સુખ સંપતિ શિયળથી સેવીએ;
રીઝે જગ કરતા જગ રાય. શિયળ પા૦ ૫
માટે શિયળ સરવ રીતે સાચવો;
તજો કામી હરામીનો સંગ. શિયળ પા૦ ૬
જાણીએ ડરીએ ન મરણના ડર થકી;
ભારે ડરીએ શિયળ જતે ભંગ. શિયળ પા૦ ૭
તજી લાજ જે આપણી ના ભાળીએ;
નકી કોલીએ મહ છક માય. શિયળ પા૦ ૮
નીચી નજરે સરળ રીતે ચાલીએ;

ચોળી મરકી કહીએ ન કાંઈ. શિખળ પા૦ ૯
ફૂટી આંખે ફરે જે કોઈ ફાંતડાં;
તેનું ડાટીએ માટીમાં મુખ. શિખળ પા૦ ૧૦
તજવી તજવી શોભત નીત્ય તેહની;
જેણે લજવી જનેતાની કુખ. શિખળ પા૦ ૧૧
ભણવું ગણવું તો તેહનું ધન્ય છે;
જેને કુળને લગાડ્યો ન ડાઘ. શિખળ પા૦ ૧૨
ભણી ગણીને શિખળ ન સાચવે;
એના ભણતરમાં ઉઠી આગ. શિખળ પા૦ ૧૩
ઉઘાડા કુડા બોલે બોલ હાંશીએ;
દેખી કાંઢીને નાખીએ દુર. શિખળ પા૦ ૧૪
શિક્ષા સુંદર દલપતરામની;
જાણી કામની શિખો જરૂર. શિખળ પા૦ ૧૫



લગનમાં ફટાણાં ન ગાવા વિશે, ગરબી. ૧૯.
ચાળકામાં ધરમથી કુલતો, એવા ડમર બાજે. એ રાગનું.

ગાવો સૈયર બઈ બેનડી, ગાઈએ ગીત રૂપાળાં;
ડપમાં મેહુલા દીવડા, ભળાં થાય અજવાળાં. ૧
આજ ઘડી આનંદની, આજ રજની રૂપાળી;
નાનો સુરજ ઉગીઓ, આજ દીવસ દીવાળી. ૨
ઈએ ગીત ભલાં ભલાં, વેવાણોને હરખીએ;
ગાળ ન આપી ન બોલીએ, જેથી જાત લજવીએ. ૩

કોળી નાળીના કુળની, એતો ગાય નઠારૂં;
આપણ ઉત્તમ કુળના, નહીં ગાઇએ નઠારૂં. ૪
જાત્યને ભાત્યતો જાણીએ, બોલે બોલ જે ઘડીએ;
બોલે નઠારૂં તો નાપકા, એમાં આપા ન પડીએ. ૫
ઉતમ જાત્યની ઓરતો, ખોટું ગાતાં લજવાશે;
મધ્યમ જાતની માનની, ગીતે મશ્કરી ગાશે. ૬
મશ્કરી પણ મરજાદની, આપણી એબ ન ખોલો;
જરૂર ફટાણાની હોય જો, કહું એટલું બોલો. ૭
વેવાણને કરો વાંદરી, ગાંઠ પુછડે વાળો;
વેરાગી કહીએ વેવાઇને, કાંધે કાળજો કાળો. ૮
એવી અધિક વિધે આચરે, નીચા જાતમાં ભળવા;
બાપ ભાઇ બેઠા સાંભળે, જેવા વેશ્યાના ભડવા. ૯
બીક પડી અવતાર એ, ધક શું કહીએ જાદા;
કામની નહીં એતો કુનરી, મરદ નહીં એતો માદા. ૧૦
માટી શીખામણ ગાઇએ, જેથી રામજી રીઝે;
દલપત દમપતરામના, દીલમાં રાખી લીજે. ૧૧



## સંપ વિષે ગરબી. ૧૭

કેરબા સંપ કરોરે સંપ કરો. એ રાગ.
અરે જે કોઇ સંપ તજીને સુખ માગે;
તેના સુતેલા ભાગ્ય જાગેરે. કેરબા સંપ કરોરે સંપ કરો. ૧
તોરે તજી સંપ ભલા ભડી આવે;

તેમાં તુરત બીજાને ફાવેરે. દેશમાં૦ ૨

હાંરે જે કોઈ વીઘા જમીન સારૂ લડતા;
ધન ખોઈને રહ્યા હવે રડતારે. દેશમાં૦ ૩

હાંરે હજુ હૈએ વીચારી નહી જોયો;
ખરે ખાત છે હાથમાં તે ખોઈ.રે. દેશમાં૦ ૪

હાંરે તમે ઠંડા ધરમના ઢાળો;
જેને પ્યારો લાગે તે ધર્મ પાળોરે. દેશમાં૦ ૫

હાંરે છળ દગા કપટ દો છોડી;
આખા દેશની થઈ આબરૂ થોડીરે. દેશમાં૦ ૬

હાંરે કરી સંપ કાંઈ હુનર ઉઠાવો;
દેશની વખત ફેરવાવોરે. દેશમાં૦ ૭

હાંરે કોઈનું સારૂ દેખીને ચીડ લાઓ;
તેને સુડાડી મારવા ન ધાઓરે. દેશમાં૦ ૮

હાંરે માનો દલપતરામની વાણી;
પક્ષપાત વીના સત્ય પ્રમાણીરે. દેશમાં૦ ૯



## કેફ ન કરવા વિશે ગરબી. ૧૮

તજો તમે કેફ કરમ કરવું,
જેથી થાય મોત વિના મરવું. તજો તમે કેફ૦ ૧

નથી એમાં સ્વાદ કશો સારો,વિવેકની નજરેથી વીચારો;
દુખી થાશે કેફનો કરનારો. તજો તમે કેફ૦ ૨

પીએ જે જન મદીરા તાડી, તેનાં કુળ કેવું ઉખાડી;

ઊચે પરથી દેશે પાડી. તજો તમે કે૦ ૩
અફીણથી કંઈક ગયા ઉડી, ગમાવી ગાંઠ થકી મુડી;
મુવા દુખ દરીયામાં બુડી. તજો તમે કે૦ ૪
મુરખને મુરખ મળે સંગી, લીલાગર ભાગ પીએ ભંગી;
અકલ હીણા તે અડબંગી. તજો તમે કે૦ ૫
ચંદુ કે માજમ જે ખાશે, જરૂર અકલ તેની જાશે;
સારા સારા લોકમાં નાદાશે. તજો તમે કે૦ ૬
પીએ કોઈ ગાંજો ગુણી જાણી, ધુમાડો ખેંચે બળ આણી;
એનીતો અકલ વેચાણી. તજો તમે કે૦ ૭
તે સરવે રોગ કરે તનમાં, અમે સાંભળ્યું વઈદો જનમાં;
મોટા તમો માની લેજો મનમાં. તજો તમે કે૦ ૮
ન ખાશો પાક કદી પ્રીતે, જેથી ચતુરાઈ ઘટે ચીતે;
રેહેજો રૂડા માણસની રીતે. તજો તમે કે૦ ૯
પ્રભુ થકી જો દીલમાં ડરીએ, કદી એવું કરમ નહીં કરીએ;
શિખામણ સારી રૂદે ધરીએ. તજો તમે કે૦ ૧૦
બનાવી બરફી બહુ સારી, સુણી જે દેશે વીસારી;
તેના મુખ ઉપર પેજારી. તજો તમે કે૦ ૧૧
વારે વારે શું કહીએ વારૂ, સ્નેહ કરી કહ્યું તમ સારૂ;
માનો દલપતરામ કહે કહ્યું મારૂં. તજો તમે કે૦ ૧૨



કેફીની ચીજ પરખાવા વિશે ગરબી. ૧૯

આ મુજને કેમ દીધી રે કેફી કંધને,

કાહાડી શોધ્યાં ફીયા જનમનાં વેરજો;
જનમ સમે નવ આપ્યો મારા અંતને,
ગળથુથીમાં ઘોળી ન પાયું ઝેરજો. મા મુજને૦ ૧
ઉછેરી નાખીરે બળતી આગમાં,
ઉગરવાનો નથી હવે ઉપાયજો;
ભોગવવું દુખ લખ્યુંરે મારા ભાગ્યમાં,
રજની દાહાડા રડતે વીતી જાયજો. મા૦ મુજને૦ ૨
આવરદા મારી અતી લાંબી થઈ,
તરાગ નહી જે તડકે તોડ્યો જાયજો;
કરમ તણી કાણી કહાં જાએ કહી,
છાંય કુવાની કુવા વિશે સમાયજો. મા મુજને૦ ૩
શું કરવું જીવીને આ સંસારમાં,
હાથે મરૂંનો આતમ હત્યા થાયજો;
સાત જનમ પામુંરે શોક અપારમાં,
પાર ન આવે કરતે કરોડ ઉપાયજો. મા મુજને૦ ૪
રમવું ને જમવું તો મુજને નવી ગમે,
માથે ઉગ્યાં દુખનાં મોટા ઝાડજો;
એ દુખથી છોડાવે મુજને આ સમે,
પુરણ માનું પરમેશ્વરનો પાડજો. મા મુજને૦ ૫
ફરી જનમ પામશું ત્યાં સુખ પામશું,
આ અવસરતો એળે ગયો અવતારજો;
હૈયું કઠણ રાખીને હિંમત રાખશું,

ભાગે લખ્યીઓ હેવે આ ભરથારજો. મા મુજને૦ ૬
પ પ નથી કીધાં મેં આવડાં આ પળે,
પ્રગટી આવ્યાં પેલા ભવનાં પાપજો;
લેખ લખ્યા દૈવે તે ટાળ્યા નવ ટળે,
કરમ કરે તે ન કરે માને બાપજો. મા મુજને૦ ૭
દીલમાં એમ સમજીને દુઃખ ન માનવું,
શાંખું દુઃખમાં કેના ઉપર રોશજો;
ભવ પેલે કીધાં તે ભોગવી છુટવું,
દલપતના સ્વામીને ન દેવો દોષજો. મા મુજને૦ ૮



## કેફીના ઘરના હેવાલની ગરબી. ૧૦

કેફી સૈપર તેનો કંપડારે, તેનાં પુરાણ પાપ;
મનમાં ઉદાશી મટે નહીં, હાંરે તપે તનડામાં તાપ. કેફી૦ ૧
એવો દીસે અળખામણોરે, જાણે જીવનો ટળેલ;
આડા ઓશા અફીણી ચો,હાંરે એના ગાત્ર ગળેલ. કેફી૦ ૨
એક ટકાની નહીં આબરૂરે, પીટ્યો આટાનો ચોર;
દાહાડી દારાબ દરબારમાં,હાંરે પુંઠે લોકોનો નોર. કેફી૦ ૩
અપોચીચો ને ઘણો આળસુરે, કાંતો ઊંઘે કાંતો થાપ;
રૂળવાની રાકલી રહે નહીં,હાંરે રળ્યું રાંકનું ખાપાં. કેફી૦ ૪
બારેથી આવે બે બાકળોરે, ણીણા દેખાય હાક;
ખુણે ઢાળી પડે ખાટલો, હાંરે એની છાપાનો હાથ. કેફી૦ ૫
બાળકને ખાવા નહી બાજરીરે, પીટ્યો અભડે ઉદાંદ

છતે પણીએ જાણે છાતડી; હાર વેરે રંડાપો રાંડ. કે૦ ૬
લાજ હાણ્યા લેજ નહીંરે, જોશે તરાજુમાંથી તોલ;
તેવા અફીણના તોરમા, હાર બોલે જુઠેરા બોલ. કે૦ ૭
કોઈ કોઈ વખત થાય કેફ પકીરે, હેયા ફુટે હેરાન;
તોએ શીખ દલપતરામની; હાર કદી ધારે ન કાન. કે૦ ૮



## સજ્જનોએ કેફ કરવાનો વિચાર ન રાખવાની ગરબી.૨૧

સજ્જન લોક વિચારી, સારી શીખામણ મન ધરીએજી;
જેમ તેમ મુખ બોલીએ, જેથી દીલમા નહીં ડરીએ.
કેફ ન કરીએજીરે. ૧
તાળી પાડી દાંત દેખાડી, કહુંછું દાહાડી દાહાડીજી;
મારૂં વેણ તમે માનો તો, તજજો દારૂ તાડી. કેફ૦ ૨
કેફ કરવાથી ઘટશે ભાઈ, ગાંઠમાંથી ચતુરાઈજી;
ધન ખરચી લેવી લુચાઈ, મોટી એ મુરખાઈ. કેફ૦ ૩
લાજ ઘટે ને કાજ ન સુધરે, એમ ન વીચારે અંધોજી;
સાર નથી એમાં કાંઈ અંતે, ઘર ખોવાનો ધંધો. કેફ૦ ૪
વેદ પુરાણ કુરાન કીતાબે, જોજો હેત તપાશીજી;
એ લક્ષણ તજવાથી મળશે, સઘળેથી સાબાશી. કેફ૦ ૫
કાજી મુલ્લાનો મત એછે, મત છે અદેપાકનોજી;
હિંદુમાં જો કલ્પાથી પણ, દોષ ઘણો દારૂનો. કેફ૦ ૬
દારૂ સારૂ ખારૂ તારૂ, ચોરવાનું ચિત્ત થાશેજી;
કોઈક સમે સાંકડમાં આવી, જીવ તેમાંથી જાશે. કેફ૦ ૭

વશ તજીને લાજ વીનાના, ખારની રીતે રખડશોજી;
કહે દલપત કરમાં દીવો લઇ, કોઇ કુવામાં ન પડશો. કેફ૦ ૯



## કેફના અવગુણ વિશે ગરબી. ૨૨

કેફી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા;
નીરલજ નરછે કેફ તણા કરનારરે જગમાં જેટલા.
આ જગમાં જે નર કેફ કરે, તેના તનમાં રોગ અનેક ફરે;
તેની નીંદ્યે જગમાં લાજ ન રહે. કેફી લોકો૦ ૧
તેના બાળક ખાજ ઝીને રડશે, તેને મેહેણાવાળા નીત નડશે;
પછી ભભરાઇ બાઇશીને લડશે. કેફી લોકો૦ ૨
નીત્ય નવલી ફજીયાતી થાશે, કપડાં હુસ્સાજે વેચાશે;
કેફી સરકારે હારાશે. કેફી લોકો૦ ૩
ભાન થઇ ભુલો ભમશે, નરશી જગ્યામાં જઇ રમશે;
અભીમાન તજી ગાળો ખમશે. કેફી લોકો૦ ૪
તેને ઘર ધંધો નહીં હાથ ચડે, તેની બુદ્ધી જાશે કેફ વડે;
તેને રસ્તો શોધો નહીં જડે. કેફી લોકો૦ ૫
એવો અકલ હીણો કોણ હશે, ધન ખરચીને દુઃખીયારો થશે;
કોણ મરવા સામે પુર જશે. કેફી લોકો૦ ૬
નથીરે એમાં સ્વાદ કશો, કેફથી ઉલટા હેરાન થશો;
વળી મરીને જમને હાથ જશો. કેફી લોકો૦ ૭
તમે વીગતેથી વીચાર કરો, વળી પરમેશ્વરથી બીક ડરો;
દલપતની વીનતી દાસ ધરો. કેફી લોકો૦ ૮



કળીકાળમાં કેફીને ચેતવણીની ગરબી. ૨૩

એક કારણ કહું છું કળી કાળનુંરે લોલ;
મોટા અધરમ વીકરાળનુંરે લોલ; ૧
જે કોઈ લંકાના વાશી મધુ પીવતારે લોલ;
આજ થયા છે આવી જીવતારે લોલ. ૨
ઉપર વેશ તે ઊંચા વરણનારે લોલ;
આહાર કરે તે કુંભ કરણનારે લોલ. ૩
સારાં વસ્ત્ર ભાળીને ભુલા પડેરે લોલ;
રસ્તો છોડીને સાનમાં ચડેરે લોલ. ૪
ઊંચો વરણ કરમ નીચું કરેરે લોલ;
નામ શીવ શકતી તણું ધરેરે લોલ. ૫
જેનો સ્પર્શ થએથી નાહાવું પડેરે લોલ;
કેહેશે મધુ તે દેવીને ચડેરે લોલ. ૬
જેમાં માંસથી દોષ મોટા રહેરે લોલ;
તેવું પીવામાં પુન્ય છે કહેરે લોલ. ૭
એતો વેદના વેરી રાવણ વંસનારે લોલ;
આતો કુટંબો કેસી કંસનારે લોલ. ૮
બહુ જુગતી લાવે છે જુઠું બોલવેરે લોલ;
ભોળા લોકોને ઘણા ભોળવેરે લોલ. ૯
કેહેશે એક પુરાણે વાતછે કહીરે લોલ;
મદ્ય પીવામાં પાપછે નહીરે લોલ. ૧૦
જુઠા શ્લોક બનાવે મધુ પાનનારે લોલ;

સમજાવે જીવ અગનાનનારે લોલ. ૧૧
જે કોઈ દુષ્ટ કરમ એવું આચરેરે લોલ;
આંગીક નામ તેહેનું ધરેરે લોલ. ૧૨
નીચ વસ્તુમાં નીચપણું જેહનુંરે લોલ;
તીરથ ઠરાવે નામ તેહનુંરે લોલ. ૧૩
ગ્રંથ વાંચે સભામાં શુભ ધરમનારે લોલ;
તેમાં ભરેલું દુષ્ટ કરમનારે લોલ. ૧૪
તેમાં નામ ધરાવો કેરી બાળનુંરે લોલ;
કરમ કરે તે ચંડાળનુંરે લોલ. ૧૫
ભોળા લોકો ભોળાશો નહીં ભરમમાંરે લોલ;
નથી એ વાત કોઈ ધરમમાંરે લોલ. ૧૬
એવા દેવોની વાત માનશો નહીરે લોલ;
વાતો એ વેદમાં નથી કહીરે લોલ. ૧૭
એવું કરવું તે સારૂં કોણ જાણશેરે લોલ;
વાદ સભામાં કોણ તાણશેરે લોલ. ૧૮
ગાય હત્યા ગોમાંસ પાપ મોટું છેરે લોલ;
તેથી મદિરા પાપ મોટું છેરે લોલ. ૧૯
એવિ રીતે લખીયું છે શાસ્ત્ર સરવમાંરે લોલ;
જાણતા નથી તે પાપ ગરવમાંરે લોલ. ૨૦
કહ્યું માનીને દલપતનુંરે લોલ;
કરવું ન કામ હરામનુંરે લોલ. ૨૧

## કેફીની બઈરીના મહિનાની ગરબી ૨૪

કારતક મહિને કેફી જેનો કંથરે સાહેલી;
આ એ અબળાના દુઃખનો નાવે અંત સાંભળ સાહેલી.
દીવશ ઘટે ને રજની મોટા થાશેરે સાહેલી;
આ કેફીની અબળાના કેમ દીન જાશે સાંભળ સાહેલી.
હીમાળાનો શીતળ વાયું વાયરે સાહેલી;
આ એ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧
માગસર મહિને સુખ પામું શી પેરરે સાહેલી;
આ કેફીકેતો માંડયો ખકરાકેર સાંભળ સાહેલી.
ઉપજ ખરચની વાત કસી નવ જાણીરે સાહેલી;
આ ઓઈ બેઠો નીજ બાપ તણી કમાણી સાંભળ સાહેલી. ૨
પડખો રહે કાંઈ કેફી રસના માંયરે સાહેલી;
આ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
પોષે તો ઘર બેઆ બેઠા પાપીરે સાહેલી;
આ પીયર જવાની રજા વહુને આપી સાંભળ સાહેલી.
જેણે મુજને પરણાવ્યું એવું પાપરે સાહેલી;
આ પેલા ભવનાં દુશ્મન માને બાપ સાંભળ સાહેલી. ૩
એ રતમાં શાસરે જવું સા આહરે સાહેલી;
આ એ મહિના એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
માહા મહિનામાં બાલે લોક વસંતરે સાહેલી;
આતે દુખણી કેફીડા જેનો કંથ સાંભળ સાહેલી.
જન પાસોળ્યા આંબ આવ્યા મોહોરરે સાહેલી;

પણીને સુખ નથી ઓણું કે પોહોર સાંભળ સાહેલી.
ભાન સુણી પેઊં મળવા મન થાયરે સાહેલી;
મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૪
માં નર નારી એમ ફાગરે સાહેલી;
ીની અબળાને અંતર આગ સાંભળ સાહેલી.
મે ને હસે મળી નર નારરે સાહેલી;
ીની પરણેલી ખાય માર સાંભળ સાહેલી.
રોવું ઘર ખુણા માંયરે સાહેલી;
મહિનો એવી રીતે કેમજાય સાંભળ સાહેલી. ૫
માં કેમ ધીરજ રાખું ચીતરે સાહેલી;
કરે કેફીડો નીતને નીત સાંભળ સાહેલી.
મેશર કેમ આવો વર આપ્યોરે સાહેલી;
વરથી તો ભલો રંડાપો સાંભળ સાહેલી.
ાળાની ફૂરીપાદો થાયરે સાહેલી;
મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૬
ને આવ્યો મહિનો વઈશાખરે સાહેલી;
મથ બેદીલ થાય બળીને રાખ સાંભળ સાહેલી.
ાપેતો છતર આડું રાખુંરે સાહેલી;
ન હાઝે તે કોની આગળ દાખું સાંભળ સાહેલી.
ઘટીને દાહાડો મોટો થાયરે સાહેલી;
મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૭
જીવડો બળવા લાગ્યોરે સાહેલી;

આ કેફીની અબળાનો આનંદ ભરયો સાંભળ સાહેલી.
પગ દાઝેતો મોજડાયો લઈ પાડુંરે સાહેલી;
આ કાળજડું દાઝે તે કેમ કરી ઠારૂં સાંભળ સાહેલી.
કેફીડાને કોઈ કહે ન સમજાયરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૮
અસાડ ચડી આવ્યોછે ઘનઘોરરે સાહેલી;
આ મોટા હરખ ધરીને બોલે મોર સાંભળ સાહેલી.
કેફી કંથ અખીખાનામાં નાલેરે સાહેલી;
આ પરણેલીના દીલમાં એ રત સાલે સાંભળ સાહેલી.
લીલીધરા વિધ વિધના અન વવાયરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૯
શ્રાવણમાં મેં શીવ પુજા નહીં કીધીરે સાહેલી;
આ દેવે મુજને કેફીને કર દીધી સાંભળ સાહેલી.
મિત ટળેતો ઓપમની જુઠો ચોરરે સાહેલી;
આ એ સગપણ કરનારો મરજો ગોર સાંભળ સાહેલી.
ભાગ્યવંતી જે પીઉ સાથે સોહાયરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૦
આ ભાદરવે ભરજોબન એળે જાયરે સાહેલી;
આ કેફીની બઈરીને કેમ સુખ થાય સાંભળ સાહેલી.
નદીએ આવ્યાં પુરણ જળનાં પુરરે સાહેલી;
આ પીઉ સાંભળને આગ જળેછે ઉર સાંભળ સાહેલી.
બાળે બેઠી પંખીડાં મલકાયરે સાહેલી;

આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૧
દીવાળી તો હાંહોડા આસો માસરે સહેલી;
આ કેફીની ભઈ રીતો નીત ઉદાશ સાંભળ સાહેલી.
રમે જમે ને ધરે નવા શણગારરે સાહેલી;
આ કેફીની નારીને નયણે જળધાર સાંભળ સાહેલી.
ગુણવંતી મળી મળીને ગરબા ગાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૨
માસ અધીકમાં અધીકપણે શું કહીએરે સાહેલી;
આ પેઉ બંધીખાને એકલા કેમ રહીએ સાંભળ સાહેલી.
એ વરથી મુજને છોડાવવા ધાયરે સાહેલી;
તો દમપતના સ્વામીને લાગુ પાપ સાંભળ સાહેલી. ૧૩



## કેફીના અવગુણ વિશે ગરબી. ૨૫

શીખ કહું છું તે સઉ સાંભળોરે, હેત વીચારો અફીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ.
અવગુણ ઝાઝા અફીણમાંરે;
એથી હોયછે અકલ હીણ હો લાલ. લાલ૦ ૧
મોટે મેહેલ મહીને બેસતારે;
અફીણથી એવા થયા હેરાન હો લાલ લાલ૦ ૨
જે નર ભોજન જમતા ભાવતાંરે;
રડતા દીઠા અંન ને કાજ હો લાલ. લાલ૦ ૩
વાહન રથ ઘોડાને પાલખીરે;

ચાલ્યા પગ પાળા તજી તેહ હો લાલ. લાલ ક૦ ૩
રાતા માતા શરીરે શોભનારે;
દીઠા તેહના દુરબળ દેહ હો લાલ. લાલ ક૦ ૪
જે નર ચતુર શીરોમણી જાગતારે;
નીરખતાં નીંદ્ર લે નેણ હો લાલ. લાલ ક૦ ૫
જે નર બહુ બુદ્ધીથી બોલતારે;
તે નર ભાખે ભાગા વેણ હો લાલ. લાલ ક૦ ૬
જેની [illegible]તી સંભળાતી આબરૂરે;
તે નર લોકમાં નીંદાય હો લાલ. લાલ ક૦ ૭
જેનું સાચપણું બહુ માનતારે;
તે સાચ પતા સમ ખાય હો લાલ. લાલ ક૦ ૮
તોપણ સાચ મનાય નહીં તેહનુંરે;
સરવે લોક તજે વિસ્વાસ હો લાલ. લાલ ક૦ ૯
તે નર દુનીયામાં જીવતો મુવોરે;
સારૂ મનુષ્ય ન બેસે પાસ હો લાલ. લાલ ક૦ ૧૦
બહુ દુઃખ છે એવા બંધાણમાંરે;
કોઈ દીન કર મુગતી હોય ક્ષીણ હો લાલ. લાલ ક૦ ૧૧
પૃથ્વી ઉપર પગ ઘસવા પડેરે;
તે ઘડી આવે મોહોડે ફીણ હો લાલ. લાલ ક૦ ૧૨
જે કોઈ તજશે વસ્તુ કેફનીરે;
રાજી થાશે શ્રી ભગવાન હો લાલ. લાલ ક૦ ૧૩
શીક્ષા સુંદર દલપતરામનીરે;
સજન સહુ કોઈ ધરજો કાન હો લાલ લાલ ક૦ ૧[illegible]

## સારા માણસે કેફીની સંગત ન કરવાની ગરબી. ૨૬

રાગ ધોળ.

સજન સઘળાએ કેફીનો સંગ ન કરવો;
સમજી કાળા સાપ સરીખો, પાપ ગણી પરહરવો રે. સ૦ ૧
દારૂ પીએ તે દૈત સરીખા, કદી વીસ્વાસ ન કરીએ;
ભાંગ પીએ તે ભંગીયા જેવો, તેથી વેગળા રહીએ. સ૦ ૨
પીએ તાડી તે પરેત સરીખા, અફીણ ખાય તે જુવો;
ભાંજખોર તે ભાંડીયા જેવો, તે પણ તજીએ તેવો રે. સ૦ ૩
સંગ કરવાથી અંગ વળગશે, રંગ નહી ભુલાઈ;
મનમાં હશે ઉમંગ ઘણા તે, ભંગ થશે સહુ ભાઈ. સ૦ ૪
પ્રથમ અફીણના પૈસા નહી લે, ઘરનું પાશે ઘોળી;
વળગાડીને થશે વેગળા, રહેશો આંખ્યો ચોળી. સ૦ ૫
સહુને સરખા કરવા કાલે, બોલે વાત બનાવી;
નાક કટે જેમ નાત વધારી, ભોળાને ભરમાવી રે. સ૦ ૬
ખાશે ને ઘણા ગુણ ગાશે, પીશે ને વળી પાશે;
જાશે નર જોબન દુખ થાશે, પછી ઘણા પસતાશે રે. સ૦ ૭
આવા વ્યસન મેલી ઊંચા, હુના દુરગુણ લેશે;
સારા સજન સંતોષથી સુણીને, દોશ વીસારી દેશે. સ૦ ૮
દાસ તજે સંતોષથી સુણીને, રાશ ભમે તો રાજે રે;
અપનારામ દુનિયા મધે, રુચે તેવું રાચે રે. સ૦ ૯



ભરથાર વશ કરવા વિશે ગરબી. ૨૭

અજબેલીરે અંબે માત જોવાને જઈએ. એ રાગનીછે.

ભજનાં નહીં પાપ લગાર, કામણ મંત્ર કહે;
આ મંત્ર કરો ઉચ્ચાર, વશ ભરથાર થશે. ટેક.
પ્રાણ પતી પીઉજી છો પ્યારા, પ્યારા ન રહો નાથરે;
સરવ થકી લાગો છો સારા, હું વેચાઉ તમ હાથ. કા૦ ૧
તન મનમા રહું સાજી તાજી, રાજી દેખું રાજરે;
જો કદી જાણું કાંઈ કુરાજી, દુખ્યાં દરીએ ઝાઝ. કા૦ ૨
માત પીતાએ મોટી કરીને, હેતે સોપ્યો હાથરે;
સુખ આપો કે દુઃખ આપો તમે, છો મસ્તકના નાથ. કા૦ ૩
ગુણ સાગર ગંભીર છો સ્વામી હું, અવગુણ ભરી આજરે;
પોતાની ગણી પ્રેમ નીભાવે, બાંહે ગ્રહ્યાની લાજ. કા૦ ૪
સ્નેહ તમારો જોઈને સ્વામી, જામી મીજલત જેમરે;
ખુબ ખુશી થઈ ન રહી ખામી, પામી પુરણ પ્રેમરે. કા૦ ૫
ભલું કર્યું ભગવંતે મારો, સુફળ કર્યો અવતારરે;
મેહેર કરી મન ગમતો આપ્યો, તમ સરખો ભરથાર. કા૦
સગાં સરવ તમ સારૂ તજીયાં, તજીયો પીયર સંગરે;
હોરતી સરવની દુર કરી હું, રાચી તમારે રંગ. કા૦
આજ ઉંચાને નીચે અવની, અવર નથી આધારરે;
આશા રાખું એક તમારી, છો સુખના દાતાર. કા૦
જો સુંદરીને રીઝે સ્વામી, તો શોભે શણગારરે;
નહીતો તે શણગાર સરવછે, આગ્ય તણા અંગાર. કા

દુનીયામાં નર તમને દેખું, બીજા લાલ ફકીરરે;
તુચ્છ ગણુંછું તે સઘળાને, હોય અમીર વજીર. કા૦ ૧૦
જળ જંતુને જળ સંગાથે, જેવી પુરાણી પ્રીતરે;
પલક પડે જો દુર તારૂંકે, એમ અમારી રીત. કા૦ ૧૧
પાર ન લે પ્રીતે વરણવતાં, રથીર બેશી એક ઠામરે;
સાત દીવસ કવીતા રચના જો, રચી દલપતરામ. કા૦ ૧૨



## ગરબી. ૨૮

### રાગ ધોળ.

જ્યારે રામચંદ્રજી તથા લક્ષ્મણ વનવાસ ચાલ્યા ત્યારે શીતાજીએ કહ્યું કે હું પણ સાથે આવીશ તે સમે રામચંદ્રજીએ કહ્યું કે તમે પીયર જાઓ તે સમેનું ધોળ. "આમેરૂ મોથા મુળનું" એ રાગનું છે. પણ ઢાલ જારતી છે.

રામ લક્ષ્મણ વનમાં શીધાવતાં, સતી સીતાને આવતાં
  સાથ; કહે રઘુનાથ. પધારો પીયર જાણી. ૧
નહીં તો અહીં રહો સસરાના રાજમાં, હેતે હળીમળી
  સાસુ સંગાથ; નહીં તો જોડી હાથ. પધારો પીયર૦ ૨
અમે વસ્તીમાં નહીં વશીએ વીનતા, અમે કરશું જઈ
  વન વાસ; તમો પામો ત્રાસ. પધારો પીયર૦ ૩
બે રથ કે ઘોડું નહીં રાખીએ, નહીં રાખીએ દાશી
  દાસ; કોઈ અમ પાસ. પધારો પીયર૦ ૪
કોસનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો

ધ.ક; લીટી એંચ્યો નાક. પધારો પીયર૦ ૫
અમે વન ફળ ખાઈ ખુશીમાં રહીશું, કોઈ દીવશતો કે
વળ શાક; વીના લુણ પાક. પધારો પીયર૦ ૬
વનમાં નથી મંદીર નથી માળીયાં, નથી પોઢવા કાજ
પલંગ; રંગીત નવ રંગ. પધારો પીયર૦ ૭
કરશું ઘાસ કે પાનની ઝૂંપડી, સુવા સાથરો તે ખુચે
અંગ; એમાં શો ઉમંગ પધારો પીયર૦ ૮
વનમાં હીરના ચીરતો નહીં મળે, વનમાં નહીં મળે ફૂ-
રતાં ફુલેલ; કે તેલ ધુપેલ. પધારો પીયર૦ ૯
વનમાં નહીં મળે શાણી સાહેલીઓ, કરશું કે સંગે ખાં-
તેથી ખેલ; ઉમંગ ભરેલ. પધારો પીયર૦ ૧૦
વનમાં ઘાતકી રેહેછે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે ઘણુ
ઘોર; તેનું ઘણું જોર. પધારો પીયર૦ ૧૧
વનમાં વાઘ વરૂ ને વાંદર જેવા, ઘણાં વીચરે જનાવર
ઘોર; બચે નહીં ઢોર. પધારો પીયર૦ ૧૨
ઉનાળુ કાળે વાશે ઉના વાયરા, એવું દેખીને પાશો ઉદા
શ; જ્યારે જેઠ માસ. પધારો પીયર૦ ૧
વરશે મેઘને ઝબકશે વીજળી, તેવે ઢાંકુંતો તરૂ ટળે
સ; નહીં છત્ર પાસ. પધારો પીયર૦
મોટા પર્વત દેખીને માનની, તમે નજરે જોયા નહીં
ય; દીઠે ખાવા ધાય. પધારો પીયર૦
તમે રાજ્ય કન્યા કાયા કોમળી, વનવાસનાં દુખ

કાપ; કાપો કામાય. પધારો પીયર૦ ૧૬

ઘરમાં અંધારૂં દેખી ડરો ઘણાં, નથી નીસર્યાં કદી ઘર
બાહાર; છો નાજુક નાર. પધારો પીયર૦ ૧૭

તમે બાળક વય વર્ષ સોળનાં, નથી સંકટ વેઠયાં લગાર;
તમે કોઈ વાર. પધારો પીયર૦ ૧૮

પરણી આવીને પીયર ગયાં નથી, તમને મળવાને ઇછે
માય; ચોંપે ચીત આય. પધારો પીયર૦ ૧૯

રાજા જનકજી તમને ઝંખે ઘણા, તેના સંદેશા આવે સ-
દાય; તેડાં પાછાં જાય. પધારો પીયર૦ ૨૦

ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહીપાળ
પુરાવીને થાળ. પધારો પીયર૦ ૨૧

અમે અવધે ફરીને જ્યારે આવીશું, સ્નેહે લેશું તમારી
સંભાળ; ત્યારે તત્કાળ. પધારો પીયર૦ ૨૨

ડી મીથીલાપુરી મન માનતી, તેમાં પામશો પરમ વી-
શ્રામ; છે બાપનું ગામ. પધારો પીયર૦ ૨૩

ારી તમને ગમે તેમ હું કહું, એમ દલપતરામનો શ્યામ;
કહે રાજારામ; પધારો પીયર૦ ૨૪



## સીતાજીના જવાબની ગરબી ૨૯

### રાગ ધોળ.

સાંભળીને સીતાજી કહે, સુણો સુંદર શ્યામ સુ-
જાણ; ખ્યાલ મારા પ્રાણ. સાથે રાખો સ્નેહથી.

જુદા પડવાની વાત વાહાલા કહો, તેતો બાણ લાગે તી-
ખા બાણ; રઘુકુળ ભાણ. સાથે રાખો૦ ૧

સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં, તમથી વેગળી તે પ-
રદેશ; હું જાણું હમેશ. સાથે રાખો૦ ૨

તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂં વે-
શ; જટા કરૂં કેશ. સાથે રાખો૦ ૩

સ્વામી તમેર સુખીનો સુખ માહરે, તમે દુખમાં તો
દુખ મારે દેહ; એમાં શો સંદેહ. સાથે રાખો૦ ૪

જે કોઈ પરણ્યા પછી રહે પિયરમાં, અવતાર આપ્યો
ધીક એહ; મુવા જેવી તેહ. સાથે રાખો૦ ૫

સ્વામી તમ વિના મંદિરને માળિયાં. લાગે જાવત મો-
ટા સમાન, વસ્તાતા વેરાન. સાથે રાખો૦ ૬

મહા વનમાં ભરી વસ્તી આપશે, જ્યારે પામીશ દરશન
દાન; કૃપાના નિધાન. સાથે રાખો૦ ૭

સાસુ સસરા ને માત પીતા સહુ, અમે જીવો કરો સુખી
રાજ; મને મહારાજ. સાથે રાખો૦ ૮

સ્વામી શું કરૂં ભાઈ ભોજાઈને, સ્વામી શું કરૂં સૈયર
સમાજ; કોનું નથી કાજ. સાથે રાખો૦ ૯

સાચું સગપણ જગમાં સ્વામી તણું, બીજો સ્વારથી સ-
ઘળો સંસાર; કુટુંબ પરિવાર. સાથે રાખો૦ ૧૦

માહ લાગ પાલણ તમે લાગજી, બીજો નથી આસુનો
લુનાર; કે એક આધાર. સાથે રાખો૦ ૧૧

કાયા પ્રાણ પછી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી
છેક, રહું તજી ટેક. સાથે રાખો૦ ૧૨
જો કોઈ જળથી જુદી પડી માછલી, રાખે દુધમાં કરી
વિવેક; જીવે પળ એક. સાથે રાખો૦ ૧૩
તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજને
પાટ; હવેલીના ઠાઠ. સાથે રાખો૦ ૧૪
મને હીરનાં ચીર ગમે નહીં, મને ન ગમે ઘરાણાના
ઘાટ; મટાડો ઉચાટ. સાથે રાખો૦ ૧૫
હું તો તમને દીઠે થાઉં દેખતી, અણ દીઠે તો આંધળી જાત;
જનમની એ રીત. સાથે રાખો૦ ૧૬
મેં તો સ્નેહ [illegible] સરવ લોકથી, બાંધી તમ સંગે પુરણ
પ્રીત; ચોરાયું છે ચીત. સાથ રાખો૦ ૧૭
જમવું જીવન તમથી જુદાં પડી, હોય વીખ વીખનાં પ-
કવાન; તે વીખનાં નીશાન. સાથે રાખો૦ ૧૮
કરીએ ભોજન તમ સાથે ભાવતાં, હોય કેવળ શાક કે
પાન; તે મેવા સમાન. સાથે રાખો૦ ૧૯
સ્વામી તડકા ને તાપ વઈશાખના, તે તો જાણીશ ચંદ્ર
પ્રકાશ; રહું તમ પાસ. સાથે રાખો૦ ૨૦
મુજને મેલી જો પંથ પધારશો, આવી મળવાની ન ધર-
શો આશ; નક્કી પામું નાશ. સાથે રાખો૦ ૨૧
કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થઈને
નીરાશ; કહે લેતી સ્વાસ. સાથે રાખો૦ ૨૨

દયા કરી દેવ દશરથતરામને, સતી સીતાને દેખી ઉદાસ;
જતાં વનવાશ. સાથે રાખ્યા૦ ૨૨

—※—

રામચંદ્રજીએ સીતાપર લખેલા કાગળની ગરબી. ૩૦

મારૂ઼ં મોઘા મુલનું એ રાગ.

સ્વરતી શ્રી પુરી લંકા સોહામણી;
જ્યાં રાજે છે જનક કુમારી. પ્રીતમ લખે પ્યારીને. ૧
રહો અખંડ એવાતણ તમ તણું;
એવી આસીશ વાંચો અમારી. પ્રીતમ લખે૦ ૨
ગોરી દૈવના જોગે જુદાં પડ્યાં;
પણ પ્રાણ મારા તમ પાસ. પ્રીતમ લખે૦ ૩
એસુ બાગ બગીચે કે જંગલે;
રહું તમ વીના અધિક ઉદાશ. પ્રીતમ લખે૦ ૪
તારો સ્નેહ ઘડી ઘડી સાંભરે;
તારો ભાવ ભુલ્યો કેમ જાય. પ્રીતમ લખે૦ ૫
મારે અરથે તમે બાળપણ થકી;
તજ્યો સઘળો પીયર પરીવાર. પ્રીતમ લખે૦ ૬
મારાં લેશ વચન નથી લોપીયાં;
નથી કોપીયાં કદીએ લગાર. પ્રીતમ લખે૦ ૭
તારી નમ્રતા અમૃતથી ગળી;
વળી ચોળીનો શાંત સ્વભાવ. પ્રીતમ લખે૦ ૮
નથી મનની ઉદાશી તુરત મટે;

કામ બાળનો એવો બનાવ. પ્રીતમ જએ૦ ૯
ગોરાંકે ગુણ કેમ તારા વીસરે;
કેમ વીસરે વાલપ ભરયાં વેણ. પ્રીતમ જએ૦ ૧૦
હેત હરણ વદન તારૂં વીનતા;
મારાં નીરખવાં તળસે છે નેણ. પ્રીતમ જએ૦ ૧૧
દીવસે તુજ વીના દીલમાં ગોઠે નહીં;
પીવું પાણી કે જમવું અનાજ. પ્રીતમ જએ૦ ૧૨
રાતે રોઈને આંખે રાતી થઈ;
લોક પુછે તો આવે છે લાજ. પ્રીતમ જએ૦ ૧૩
ગોરી મનમાં ધીરજ ધરી રાખવી;
કોઈ ભાગશે ભવના વીજોગ. પ્રીતમ જએ૦ ૧૪
નથી રીત આપણી જણપતી;
એવો અહોનિશ કરવો ઉદ્યોગ. પ્રીતમ જએ૦ ૧૫
ન ન વૃષ પાડોશીઓ સુખ છે;
તેને મારથી કેહેજો પ્રણામ. પ્રીતમ જએ૦ ૧૬
વીભીષણ મારા મીત્ર પરીતને;
કેહેજો જરૂરનું હોય જો કામ. પ્રીતમ જએ૦ ૧૭
જોઈતી વસ્તુ જરૂર મંગાવજો;
કદી વાતે મુઝાશો ન મન. પ્રીતમ જએ૦ ૧૮
કાલે દેખીશું દિવસ આનંદના;
જાશે વીસરી આ દુઃખ ભર્યા દન. પ્રીતમ જએ૦ ૧૯
ન ન પ્યારી તમારી સાહેલીઓ;

તેને પણ મારા કેહેજો જુહાર. પ્રીતમ લખે૦ ૨૦

સાસુ સસરાની આશીશે સુંદરી;

મળશે ભામની ને ભરથાર. પ્રીતમ લખે૦ ૨૧

વધે સ્નેહ ને સંપ સુજન થકી;

તેવી તન મન રાખજો ટેવ. પ્રીતમ લખે૦ ૨૨

અમે થોડી અવધે આવશું;

એમ દલપતરામનો દેવ. પ્રીતમ લખે૦ ૨૩

—※—

સીતાજીએ રામચંદ્રજીપર લખેલા કાગળની ગરબી. ૩૧

સ્વસ્ત શ્રી સંસ્થાન સોહામણું, જ્યાંહાં રાજે સંત રઘુનાથ;

કાગળ લખે કામની. ૧

લખે લંકા થકી સીતા સુંદરી;

હેતે વંદે જોડી જોડી હાથ. કાગળ લખે૦ ૨

પત્ર આવ્યો તમારો પ્રીતે ભર્યો;

વાલા વાંચી થયો વીસરામ. કાગળ લખે૦ ૩

પણ જીવન તમથી જુદા પડે;

ઘણા દિવશ થયા ઘનશામ. કાગળ લખે૦ ૪

માટે મન મળવાને અકળાય છે;

ઘડી એક તે જુગ જેવી જાય. કાગળ લખે૦ ૫

મારા નેણનાં નીરથી નાથજી;

સુકી રજનીઓ સેજ ભીંજાય. કાગળ લખે૦ ૬

પેર મારી હવે ઘણી થઈ;

નહીં તો છૂવડો જશે જરૂર. કાગળ લખે૦ ૭
જેવે પાંજા આપી હોય પીંકમાં;
ઉડી આવું દેશાવર દુર. કાગળ લખે૦ ૮
વાળા નિત્ય નવી વારતા વાંચીએ;
તેથી પામીએ પુરો પ્રમોદ. કાગળ લખે૦ ૯
ચતુરાઈના ચોજ હું આલવું;
આવો વિદ્યાના કરીએ વિનોદ. કાગળ લખે૦ ૧૦
ગાબાકુંડી જડી ફુડી ઓપતી;
ભાવે ભરૂં મઢી નીરમળાં નીર. કાગળ લખે૦ ૧૧
[illegible] ચડી મારા ચોકમાં;
સ્વામી નવરાવું સોણી શરીર. કાગળ લખે૦ ૧૨
કરૂં સરસ રસોઈ રૂડી રીતથી;
પ્રીતે પીરશી બેસુ હું પાસ. કાગળ લખે૦ ૧૩
એવા દિવસ તે ક્યારે દેખાડશો;
ક્યારે અંતરની પુરશો આશ. કાગળ લખે૦ ૧૪
સ્વામી તમ વિના પીયર ને સાસરૂં;
સુનો લાગે છે સઘળો સંસાર. કાગળ લખે૦ ૧૫
મારા માથાથી મુથા પ્રભુ તમે;
મારા આત્માના છો આધાર. કાગળ લખે૦ ૧૬
આવે પરવના દિન સુખ સારને;
[illegible] ઉછાથી સદાય. કાગળ લખે૦ ૧૭
[illegible] ને રમકે રામની;

આખી જમની જંપ ન થાય. કાગળ લખે૦ ૧૮
હું તો સુની સુખ સેજડી;
ખાલી મંદિર ખાવાને થાય. કાગળ લખે૦ ૧૯
ભરી વસ્તી ઉજ્જડ જેવી ભાસતી;
એક તમ વિના ત્રિભુવન રંપ. કાગળ લખે૦ ૨૦
વાહાલા હું તમને કેમ વીસરૂં;
કેમ વીસરૂં દાસનું વતન. કાગળ લખે૦ ૨૧
પત્ર વાંચીને વેહેલા પધારજો;
સ્વામી શરીરના કરજો જતન. કાગળ લખે૦ ૨૨
કોઇને દુખીયા દેખીને દુખ પામતા;
તેવી નાથ તમારી છે ટેવ. કાગળ લખે૦ ૨૩
આવે અવસર કેમ કઠણ થયા;
તમે દલપતરામના દેવ. કાગળ લખે૦ ૨૪



## સુધરેલી સ્ત્રી વિશે ગરબી. ૩૨

“શોક સમાજસા સાધુને સેવે” એ રાગનું છે.

જેને સુધરેલી નારી રે, સદા સુખી તે સંસારી. જે૦
નિરમળ નમણાં દિસે નિરંતર, નેહ ભરેલાં નેણ;
મનને હરે એવાં મુખથી ખરેં, વિણીને લેઇ એ વેણ. જે૦ ૧
સ્વામીના ચિતમાં શોક કે ચીંતા, જો જાણી લવ લેશ;
તેને હસાવીને હિંમત આપે, કાપે સઘળો કલેશ. જે૦ ૨
પુછીને જેના ખાસ પતીની, જો મરજી ન જણાય;

પર ઘેરતો થાતું પગલું ન માંડે, પીયર પણ નવ જાય. નેને૦ ૩
વરજીના મનની મરજી પ્રમાણે, કામ સદા કરનાર;
સુંદરી એ ભાગ્યશાળીના સારૂ, સરજી સરજનહાર. નેને૦ ૪
સૂપનામાં કદિ કોઇની સાથે, ઠઠો કરે નહીં તેહ;
મેલ વિનાનું મન પણ નિરમળ, નિરમળ દીસે દેહ. નેને૦ ૫
આપે પ્રભુ એવો વઇભવ પામી, પામે પુરો સંતોષ;
સંકટમાં પણ સ્વામીની સાથે, રંચ ન રાખે રોશ. નેને૦ ૬
ગામમાં હોય ગરીબ પોતાથી, તેનું જુવે સુખ તોલ;
દોલતવાળાની દોલત દેખી, ખાસે ન હલકા બોલ. નેને૦ ૭
સ્વામીનો શુદ્ધ સ્વભાવ ગમે, મન રાખે સ્વામીનું રૂપ;
પુરુષજાતિને તો પરઘર જેવા જાણે, હોય જો બારે ભુપ. નેને૦ ૮
સાંભળે શબ્દ શિખામણના તે, જીવમાં ચોંટી જાય;
દુરગુણ દેખીને દુરથી નાસે, સદગુણ શિખે સદાય. નેને૦ ૯
આળસ ઊંઘ અતીશે ન દાખે, ધસે ઉદ્યોગી અંગ;
ગંદગીનો જેને દિઠી ન ગમે, ન ભમે નઠારે સંગ. નેને૦ ૧૦
સ્નેહ વધારે ને શોક ઘટાડે, શોક પામે સહુ લાજ;
એવી અબળા જો આ દુનીયામાં, સ્વર્ગ ઇચ્છે શા કાજ. નેને૦ ૧૧
પુરણ પુન્યથી સુરૂપ પામે, નઉતમ એવી નાર;
દલપતરામ કહે દુનિયામાં, ધન્ય એનો અવતાર. નેને૦ ૧૨



વેહેમ તજવા વિશેની ગરબી. ૨૨

જો કોઇ બીલાડી [illegible]

સુણો શીખવા વીવેક, એક વાતડીરે લોલ,
ધુરે મુખપણું છેક, ખુશી છાતડીરે લોલ. ૧
ગુંથ્યા ગુણ ભરેલા ગ્રંથ, ભણો ભાવથીરે લોલ;
પામો શ્રી સતીના પદ, તે પ્રભાવથીરે લોલ. ૨
તજો વેહેમ ભરી વાત, વેહેમીએ કહીરે લોલ;
ભુત પ્રેતને પીસાચ્ય, સાચ્ય છે નહીરે લોલ. ૩
દોરા ચીઠી મંત્ર જંત્ર, જુઠા જાણજોરે લોલ;
આશા ટુચકાના તંત્રમાં, ન આણજોરે લોલ. ૪
જેતાં દામ કરે કામ, દેવ દેવીયોરે લોલ;
ઢુંઢે ઠામ ઠામ વાત, આમ એવીયોરે લોલ. ૫
કરી ભેખ વર્ણ કુંભ, ઠગે જોશીયોરે લોલ;
ઝાડો ઉંજણીને દંભ, ઠગે ડાશીયોરે લોલ. ૬
કેક ધુર્ત પુરી કાજ, ખતા ખાયછેરે લોલ;
તજી લાજ જોગી રાજ, પાછું જાયછેરે લોલ. ૭
વશીકરણ તણી વાતથી, લુંટાયછેરે લોલ;
ભોળી ભામનીયોની જાત, તે ઠગાયછેરે લોલ. ૮
ખરૂ માનીને ખચીત, ચીત ચેતજોરે લોલ;
ધરી ગાવા હાવાં ગીત, હેયે હેતજોરે લોલ. ૯
જેથી ભુરૂપ ભરેલા ભર્મ, મર્મ જાણશોરે લોલ,
પાળવા પતીવ્રત ધર્મ, ઇચ્છા આણશોરે લોલ. ૧૦
ભજો શક્તિ પીરાજ, માહારાજનેરે લોલ;
સુણી કાજ વળી આજ, પામો લાજનેરે લોલ. ૧૧

તજ્જો તુચ્છ નેની ટેવ, અહમેવનારે લોલ;
રીઝે દલપતરામનો દેવ, દેવતારે લોલ. ૧૨



### ક્રોધ વિશે પદની ગરબી. ૩૪

નાથ કૈસે ગજકો બંધ છોડાયો. એ રાગની.

કોઈપર ક્રોધ ન કરશો કદાપી, અતી ક્રોધ છે પુરણ પાપી;
કોઈપર ક્રોધ ન કરશો કદાપી. (ટેક.)
ક્રોધ કુબોધ અતી ઉપજાવે, સદ્ય સુબોધન કાપી;
વાહાલા માહી વીરોધ વધારે, શોધ સમુળો ઉથાપી. કોઈ૦ ૧
કલ્પ અકલ્પ કશું નવ વીચારે, જ્યારે રીસ રહે વ્યાપી;
મુખનું વચન ફરી મુખમાં ન પેસે, છાપ પટોળે છાપી. કોઈ૦ ૨
આપની સધળીએ વીસરી સુમતીઓ, ક્રોધ કુમતી જેને આપી;
નહીં કરવાનાં કામ કરી નર, રોયા છે વનમાં વીલાપી, કોઈ૦ ૩
ક્રોધ કરી ફરી ફરી પસ્તાયા, જે હતા પ્રૌઢ પ્રતાપી;
દલપતરામ કહે દુનિયામાં, ખ્યાત છે વાત અમાપી. કોઈ૦ ૪



### ગીત. ૩૫

ફઈચે ઓળામાં બાંધી બોચકી, છઈચે ઘેર ઘેર
માગી દીકરી. એ રાગનું.

જ્યારે સીતાજી પરણીને ઉઠ્યાં ત્યારે પોતાની બહેનપણી ને
પોતાના હરખનાં જે વાત કહી તે વીશેનું ગીત.

ઉઠ્યાં પરણીને જે સમે જાનકી;

વર્‌યો હૈયામાં હરખ વિહીવા થકી. ૧
મળી શાણી સાહેલી ને સુંદરી;
બોલી બોલ અતોલ ખુશી ભરી. ૨
સખિ સાંભળ કહુ એક વાતડી;
મારી આજ શીતળ થઈ છાતડી. ૩
મારો હરીવરે હાથજ ઝાલીયો;
મને અખંડ ચુડો એણે આલીયો. ૪
વર પામી સુંદર વર વીઠ્ઠો;
મેંતો કાને સુણ્યો તો તે દીઠો. ૫
મને પળ ન ગમે હવે પીયરમાં;
મારૂં મન મોહ્યું શામ શરીરમાં. ૬
વર મળીયો મને છેલ વાંકડો;
હવે શીદને ન રાખીએ આંકડો. ૭
વર પામી હુંતો વરણાગીયો;
મેંતો ભવોભવ એ વર માગીયો. ૮
મને મન ગમતું મળ્યું સાસરૂ;
હવે કેમ ધડક મનમાં ધરૂ. ૯
મારી એ સંગે નેણે સગાઈ કરી;
એને આશીશ આપું ફરી ફરી. ૧૦
ગુરૂને શીર નામું લળી લળી;
મને પરણાવી એ વરને વળી. ૧૧
હવે મન ગમતાં સુખ માનીએ;

કેમ કોઈની શરમ દીલ આણીએ. ૧૨
મારે કસર ન રહી કોઈ વાતની;
મારે માયા ટળી માત તાતની. ૧૩
મને માનીતી કરી હરી આપશે;
હુંતો જે જે માગીશ તેતો આપશે. ૧૪
મારે નીસરી આણ એ કરમની;
વાત મુરખ ન જાણે એ મરમની. ૧૫
પૂન્ય પૂર્વે મેં કીધાં હશે ઘણાં;
તેણે પામી ચરણ પીઉજી તણાં. ૧૬
વૃતદાન કરે જેણે કારણે;
તેને પામી હુંતો સુતી પારણે. ૧૭
હુંતો કાશી કેદારમાં નવ ફરી;
હુંતો ઘેર બેઠાં એ વરને વરી. ૧૮
હવે સગાં સંબંધીને શું કહું;
હુંતો સુંદર વરની સાથે ફરૂં. ૧૯
મન માન્યું છે દસરથ લાલમાં;
વર લખ્યા સુધર મારા ભાળમાં. ૨૦
સુખી દુરમતિ દુરગુણી દેવને;
પરણી દલપતરામના દેવને. ૨૧



રૂસણું તોડવા વિશેની ગરબી. ૬૬
હુંતો ઇશ્વરને પુજવા નીસરીરે લોલ;

ઓખા: ફંફાવટી નીસરીરે લોલ. એ રાગ.

કહું તે સખી તું કોઈને કહીશમાંરે લોલ;
કાલે રહ્યાતા કંથ ગીસમાંરે લોલ. ૧
એકે બોલ ન આવ્યો મારા ઉચ્ચારમાંરે લોલ;
તે ઘડીએ હું પડી વિચારમાંરે લોલ. ૨
શાને માટે રીસાયો જાચો સાસુનોરે લોલ;
આજ પ્રવાહ વહે આંસુનોરે લોલ. ૩
ખાન પાનને ભુલી હું ગીત ગાનનેરે લોલ;
ભુલી શરીર કેરા ભાનનેરે લોલ. ૪
દીઠે ફુલ થાય સુળતો શરીરમાંરે લોલ;
હેત ગયું તુટી હીર ચીરમાંરે લોલ. ૫
મને શુળી સમાન લાગ્યું સાસરૂરે લોલ;
સુજે નહી તે હવે શું કરૂરે લોલ. ૬
ગડ્યો ચાંદો આકાશે બલા ભાગ્યનોરે લોલ;
ભડકો ઉઠયો તે જાણું આગ્યનોરે લોલ. ૭
મેના પોપટ બોલે મુખ મીઠડારે લોલ;
દુખમાં મેં શત્રુ જેવા દીઠડારે લોલ. ૮
બાલે વાડી તો ભયંકારથીરે લોલ;
આંખ્યોના પાટા જેવી આરશીરે લોલ. ૯
હુંતો ઉઠી જઈ બેઠી દીવા આગળેરે લોલ;
કોઈક પડી નજર ત્યાંહાં કાગળેરે લોલ. ૧૦
ફિયો શોધતો ઓખાયનું ચોપાનિયુંરે લોલ;

બચવા તે મારૂ મન માનિયુંરે લોલ. ૧૧
ગરબી રૂસણું તોડવાની રૂડા રાગમાંરે લોલ;
ભાળી રૂપાળી ભેહલા ભાગમાંરે લોલ. ૧૨
લઈને ગાવા લાગી હું જ્યારે જે ઘડીરે લોલ;
ત્યાંહાંથી ઉઠીને આવ્યા તે ઘડીરે લોલ. ૧૩
હેત આણી વખાણી વાણી બોલીયારે લોલ;
દીલમાં હરખીને ઘણું ડોલીયારે લોલ. ૧૪
ભાણું ઘનરે ઘડીને ધન રાતડીરે લોલ;
છુટ્યો કલેશ ઠરી છાતડીરે લોલ. ૧૫
ભલે આવ્યો આકાશ ચડી ચંદ તુંરે લોલ;
આપે છે આજતો આનંદ તુંરે લોલ. ૧૬
એમ ઓખાથકી બોધ ઉપજ્યોરે લોલ;
ભાઈરે કવિ તારૂં ભલું થજોરે લોલ. ૧૭
ગરબી સાંભળીને રાખશે જે રૂસણુંરે લોલ;
પાપ તેના માથે પૃથ્વી તણુંરે લોલ. ૧૮
આમાં બુદ્ધિ વિશેષવાળું જે હશેરે લોલ;
તુર્ત તે અબોલા તજી બોલશેરે લોલ. ૧૯
વીતી વાર તે લગાર નાવે વાળીનેરે લોલ;
સંપે વસો સદા સંભાળીનેરે લોલ. ૨૦
નથી વસવું મળીને વર્ષ સો બસેરે લોલ;
પંખીના માળાની પેઠે તે થશેરે લોલ. ૨૧
નહીં ક્યારે કલેશ લેશ કીજીએરે લોલ;

પ્યારથી પ્રેમ રસ પીજીએરે લોલ.
માહારાજા ધીરાજ તેથી રીઝશેરે લોલ;
નહીંતો ખરેખરા તે ખીજશેરે લોલ. ૨૮
કહે રાજા રૂડા દલપતરામના રે લોલ;
કોટી પ્રકારે કોણ કામનારે લોલ. ૨૪



ઊદેપુરના રાણાનો કેફ વીશેનો ગરબો. ૩૭

થાય છે કેફ કીધાથી દુઃખ, કહુ તે કેટલુંરે લોલ;
સઘળું જાય સમુળું સુખ, જગતમાં જેટલુંરે લોલ. ૧
મરવું મોત વિનાનું થાય કે, કેફ કીધા થકીરે લોલ;
બાઈરે જગમાં લજવા જાય, તમે જાણો નકીરે લોલ. ૨
વળી એક કહુ છું તેની વાત, સુણી વીચારજોરે લોલ;
હેત ધરીને તે દીન રાત, હૈયામાં ધારજોરે લોલ. ૩
જેથી દુખ થયું એક વાર; તો દુર સમજુ થશેરે લોલ;
ગયો દીન દીન ખાય માર કે, તોય પણ ત્યાંહાં જશેરે લોલ. ૪
છે એક મોટું ઉદેપુર ગામ કે, મારૂ દેશમાંરે લોલ;
રાણો રાજ કરે તે ઠામ કે, બાળે વેશમાંરે લોલ. ૫
કેફ કીધાનો નીત્ય સ્વભાવ, કુંવરજીને ઘણોરે લોલ;
નારી પાંચ તણો એ નાવ, રૂડો રળીયામણોરે લોલ. ૬
એક દીન કેફ કીધી ભુપાળ, મળીને મંડળીરે લોલ;
ચડતે રંગ મોહોલને માળ, પડ્યો ધરણી ઢળીરે લોલ. ૭
તેના પડતે છુટ્યા પ્રાણ, ઘણી માઠી થઈરે લોલ;

ત્યારે થયું પુરજનને જાણ, કે ધીરજ નવ રહીરે લોલ. ૮
રચ્યો પુરમાં આહાકાર, રૂવે નર નારીયોરે લોલ;
કેફને બહુ દીધી ધીકાર, જેણે નર મારીયોરે લોલ. ૯
જગમાં બહુ ખપનો નર જેહ, વીના મોતે મુઓરે લોલ;
કેફ પીધાના છે ફળ એહ, વીચારીને જુઓરે લોલ. ૧૦
રાણા ગુણ રતના તુલ, જેણે મરવા સમેરે લોલ;
કીધું કેફ અમારે કુળ, કદી ન કરો તમેરે લોલ. ૧૧
એ અવસરથી તે દીન આજ, ઉદેપુર ગાદીએરે લોલ;
મદીરા કેફ તજે મહારાજ, કદી પણ નવ પીએરે લોલ. ૧૨
જગમાં જે નર ચતુર સુજાણ, સુણી વીચારશેરે લોલ;
અક્કલ હીણા પુરૂષ અજાણ, સુણી વીસારશેરે લોલ. ૧૩
જે જનછે લજ્યા ખોનાર, કે કેફ કરે સહીરે લોલ;
તે જણનારીને ફીટકાર, પથર જણ્યો નહીરે લોલ. ૧૪
કપડાં ધોવા આવત કામ, ભલા ઉપકારમાંરે લોલ;
કાળું કીધું જીવત હરામ, કશો નહી સારમાંરે લોલ. ૧૫
એવો કોણ અભાગી હોય કે, મુખ કાળું કરેરે લોલ;
છોડી ઘી સાકર રસ કોઈ, અમલ મુખમાં ધરેરે લોલ. ૧૬
એ છે હલકા જનનું કામ, જેને લજ્યા નહીરે લોલ;
ઊંચો વરણ ન લેવે નામ, મદીરાનું કહીરે લોલ. ૧૭
ફીટરે નર કરનારા કેફ કે, નફટ તું થયોરે લોલ;
જગમાં તુંથી સારા ખોલ કે, તાણે ગાડીયોરે લોલ; ૧૮
કેફ પીધાની સાથે રોગ, સચેત શરીરમાંરે લોલ;